શ્રીમાન્ ધ્રાંગધ્રાનરેશ મહારાણા શ્રી ઘન-
શ્યામસિંહજી મહારાજાશ્રિત
શ્રી આર્ય નાટ્ય સમાજના

# દેવી દમયંતી

અથવા

## કલિ કૌટિલ્ય.

નામક નાટકનો સંક્ષિપ્ત સાર તથા ગાયનો

રચનાર,
રા. ઠક્કુર નારાયણ વિસનજી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
**મોતીરામ બેચર નંદવાણા.**
શ્રી આર્ય નાટ્ય સમાજના માલીક

મુલ્ય બે આના

શ્રી રામકૃષ્ણ [illegible]—અમદાવાદ.

શ્રીમાન્ ધ્રાંગધ્રાનરેશ મહારાણા શ્રી ઘનશ્યામસિંહજી

મહારાજાશ્રિત.

શ્રી આર્ય નાટ્ય સમાજના

# દેવી દમયંતી

અથવા

# કલિ કૌટિલ્ય

એક નાટકનો સંક્ષિપ્ત સાર તથા ગાયનો.


રચનાર.

રા. ઠક્કુર નારાયણજી વિસનજી





છપાવી પ્રસિદ્ધ કરનાર.

મોતીરામ બેચર નંદવાણા.

શ્રી આર્ય નાટ્ય સમાજના માલીક.




મુલ્ય બે આના.

પ્રથમ આવૃત્તિ પ્રત ૨[illegible]૦









શ્રી 'રામકૃષ્ણ' પ્રીન્ટીંગ પ્રેસમા શા. મગનલાલ હરિવલ્લવભદાર
છાપ્યું ઠે. કાલુપુર ટંકશાળની પોળ—અમદાવાદ.

વિક્રમાર્ક ૧૯૭૧ ઇ૦ સ૦ ૧૯૧૫

# અમારા બે ઉદ્ગાર.



મહાભારત વનપર્વ અથવા આરણ્યક પર્વના ૫૨ મા અધ્યાયથી નલોપાખ્યાન પર્વનો આરંભ થાય છે અને ૭૯ મા અધ્યાયમાં એની પૂર્ણાહુતિ થએલી છે નળ અને દમયંતીની કથા બૃહદશ્વ નામક મહર્ષિએ વનવાસી યુધિષ્ઠિરને આશ્વાસન આપવાના હેતુથી કહી સંભળાવી હતી અને નળ દમયંતીનું બોધક આખ્યાન એવું તો બોધક અને રસિક છે કે, એના લૅટીન, જર્મન, ફારસી, અંગ્રેજી અને બીજી વિદેશીય ભાષાઓમાં અનેક ભાષાંતરો થઇ ચૂક્યાં છે. અને હજી પણ નવાં નવા ભાષાંતરો થતાં જાય છે કવી કુલગુરુ કાલિદાસે સંસ્કૃતમા 'નલોદય' નામક કાવ્યની સ્વતંત્ર રચના કરી , શ્રી હર્ષ કવિએ 'નૈષધ કાવ્ય' ની રચના કરી છે તેમજ ત્રિવિક્રમકૃત 'નલચંપૂ' આદિ અનેક શ્રવ્ય કાવ્યો (નાટકો) પણ સંસ્કૃતમા એ આખ્યાનના આધારે રચાયલાં છે. ગુજરાતી ભાષામા એ આખ્યાનના આધારે આપણી ગુર્જર ભૂમિના વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ સાક્ષરરત્ન દીવાન બહાદુર શ્રીયુત રણછોડભાઇ ઉદયરામે જે 'નળ દમયંતી' નામક નાટકની રચના કરી છે તે પણ અવશ્ય પ્રશંસનીય છે. પરંતુ તે નાટકમાં રૌદ્ર, શૃંગાર તથા હાસ્ય રસ આદિ રસોની ( એ નાટક આજથી ત્રીસેક વર્ષ પૂર્વે લખાયલુ હોવાથી ) બહુ અંશે ન્યૂનતા હોવાથી અને ત્રીસ વર્ષમાં ગુર્જર નાટ્ય લેખનં પદ્ધતિમા અતિશય પરિવર્ત્તન થએલું હોવાથી નળ દમયંતીના આદર્શ ચરિત્રને નાટક રૂપે જોવાનો, આ કંપની ગુજરાત, મુંબઇ

તથા કરાંચી આદિ પ્રદેશોમાં પ્રવાસ કરતી હોવાથી, સર્વત લાભ મળી શકે તેમજ આ નાટક એમા સર્વ મુખ્ય રસોનો નવીન પદ્ધતિ પ્રમાણે સમાવેશ થએલો હોવાથી પ્રેક્ષકોને વિશેષ મનોહર તથા આકર્ષક જણાય એ ઉદ્દેશથી આ નાટક નવીનતાથી લખાવવામાં આવ્યુ છે.

પ્રસ્તુત નાટકમાં જ્યારથી કલિએ દમયંતી ને વરવા માટે નળના સર્વ નાશ માટેના પોતાના કૌટિલ્યનો આરભ કર્યો ત્યારથી નળનો દ્યૂતમાં પરાજય, નળ દમયંતીનો વનવાસ અને કલિના અનેક છળ પ્રપચોના જાળને ભેદી પુષ્કરને દ્યૂતમાં હરાવી નળ તથા દમયતીના પુનઃ સુખ શિખરના આરોહણ પર્યન્તનો કથા ભાગ લેવામા આવ્યો છે અને અનુસધાન માટે દમયંતીના નળ સાથેના લગ્ન આદિની કથા પૂર્વ ચરિત્ર તરીકે સારમાં આપી છે એટલે તે વાંચવાથી નળ દમયતીનુ આખ્યાન સંક્ષિપ્તતાથી પ્રેક્ષકોના જાણવામા આવી શકશે.

આ નાટક પણ અમારી કપનીના કવિ રા.ઠક્કુર નારાયણ વિસનજીનુ રચેલુ છે અને આ નાટક જો પ્રેક્ષકોના આદરને પાત્ર થશે, તો લેખક તથા ભજવનાર બન્ને પોતાના પરિશ્રમને સફળ થએલો માનશે. સુજ્ઞેષુ કિંબહુના—

અમદાવાદ શાંતિભુવન થીએટર
તા, ૧ જુલાઈ ઈ સ ૧૯૧૫ ગુરૂવાર

મોતીરામ બેચર નંદવાણા
શ્રી આર્યનાટ્ય સમાજના માલેક



# દેવી દમયંતી

અથવા

# કલિકૌટિલ્ય

**નામક નાટકનો પ્રવેશાનુંક્રમથી સંક્ષિપ્ત સાર.**

---

## પૂર્વ ચરિત્ર.

નિષધ દેશનો રાજા નળ શૂરવીર, રૂપ સુંદર અને વેદવેત્તા વિદ્વાન હતો તેમજ શસ્ત્રવિદ્યા અને અશ્વવિદ્યામાં પણ અદ્વિતીય હતો અર્થાત્ તે એવી રીતે સર્વ સદ્‌ગુણ સંપન્ન હતો અને તેનામા જો કોઇ પણ દુર્ગુણ હોય તો એટલોજ કે, દ્યુતનું વ્યસન તેને વળી ગેલુ હતું દમયતી વિદર્ભદેશના રાજા ભીમકની એક માત્ર કન્યા હતી અને તે પણ અતિશય લાવણ્યમયી તથા વિદુષી હતી એ ઉભયનો એક બીજાના રૂપગુણની ખ્યાતિ સાંભળીને પરસ્પર પ્રેમ બંધાયો હતો. દમયતી દિવસ અને રાત નળના દર્શન માટે આતુર રહ્યા કરતી હતી. એવામાં રાજા ભીમકે દમયતીના સ્વયંવરની તૈયારી કરી અને સર્વ દેશના રાજાઓને આમત્રણ મોકલવામા આવ્યા. દમયતી દેવાંગનાઓથી પણ વિશેષ સુંદર હોવાથી તેના હસ્તને મેળવવાની આશાથી તેના સ્વયવરમાં ઈન્દ્ર, અગ્નિ, વરુણ અને યમ આદિ દેવો પણ આવ્યા હતા. દમયંતીના નળમાં બંધાયલા સ્નેહની વાર્ત્તા એ દેવોના જાણવામા હોવાથી તેમણે સ્વયવરમા

નળ રાજાનું રૂપ ધારીને દમયંતીને ભ્રમાવવાનો યત્ન કર્યો, પણ દમયંતીએ અમુક ચિન્હથી પોતાના પ્રિયકર નળને ઓળખીને તેના ગળામાંજ વરમાળા આરોપી અને નળ તથા દમયતી પતિપત્ની થયાં. દમયંતીની એક નિષ્ઠતા અને દઢતાથી પ્રસન્ન થઇને ઉપર્યુક્ત ચાર દેવોએ નળ રાજાને કેટલાક વર આપ્યા કે જેના યોગે પછીથી નળરાજ કોઇપણ પ્રકારના સાધન વિના અગ્નિ તથા જળને ઉત્પન્ન કરી શકતો હતો, અત્યત સ્વાદિષ્ટ પાક નિષ્પન્ન કરી શકતો હતો અને ગમે તેવા સંકુચિત દ્વારમાં નમ્યા વગર પ્રવેશ કરી શકતો હતો અસ્તુ એ સ્વયંવર પ્રસગે કલિ પણ આવવા નીકળ્યો હતો, પણ તે એક દિવસ મોડો પહોચ્યો અને માર્ગમાજ તેને દમયતીના નળ સાથે લગ્ન થઈ ગયાના સમાચાર મળ્યા. એ દિવસથી દુષ્ટ કલિના હૃદયમા નળ વિષયક દ્વેષનો અગ્નિ જાગૃત થયો.

કેટલાક કાળ પર્યન્ત તો પોતાના મિત્ર દ્વાપર અને અન્ય દેવોના સમજાવ્યાથી કલિ પોતાના દ્વેપને દબાવીને શાત રહ્યો અને બાર વર્ષ જેટલો કાળ વીતી ગયો. એ કાલાવધિમા નળ તથા દમયતીને એક પુત્ર અને એક પુત્રી એવી રીતે બે સતાન રત્નોની પ્રાપ્તિ થઇ ચૂકી હતી અને પ્રેમી દપતી અતિશય આનદમા પોતાનો સમય વીતાડતાં હતાં. કલિના હૃદયમાંથી દમયતીનુ લાવણ્ય ખસતું ન હોવાથી તે દિવસ રાત દમયતીની મૂર્તિને પોતાના હૃદય નેત્ર સમક્ષ ઊભેલી જોયા કરતો હતો અર્થાત્ નળને દમયતીના સમાગમથી સુખના શિખરપર ચઢેલો જોઈ તેના હૃદયમાના દ્વેષ નવેસરથી ઊભરાઇ આવ્યો અને તેણે નળને પાયમાલ કરી દમયંતીને મેળવવાના કુટિલ પ્રયત્નોનો આરભ કર્યો. એ સમયથી આપણા પ્રસ્તુત નાટકનો આરભ થાય છે.



# અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો-કલિની ગુહા:—**દિવ્ય ચક્ષુથી દમયંતીના આકારને નિહાળતો કલિ તેના સૌન્દર્યની પ્રશંસા કરતો દેખાય છે અને તેને પ્રાપ્ત કરવાનો પોતાનો નિશ્ચય થવાથી પોતાના મદદગાર કામદેવ, રતિદેવી, માયા અને મદિરાનુ આવાહન કરતા તેઓ ત્યાંજ પ્રકટ થાય છે. કલિ તેમને નળના તપોવનવાસી થએલા પિત્રાઇ પુષ્કરનાં દર્શન કરાવી તેના હૃદયમા કામવાસના ઉપજાવવાની આજ્ઞા આપે છે અને તેમના અદૃશ્ય થવા પછી કલિ નળના સર્વનાશની પ્રતિજ્ઞા સાથે પ્રયાણ કરે છે.

**પ્રવેશ ૨ જો-વિદર્ભ દેશની રાજધાની પાસેનું તપોવન:—**કામદેવ, રતિદેવી, માયા અને મદિરા પોતાની શક્તિથી ગ્રીષ્મકાળ હોવા છતા તપોવનમા વસંતઋતુની છટા લાવે છે. સરિતા-સ્નાન કરી પાછો વળેલો પુષ્કર અકાળ વસંતની શોભાને જોઇ વિસ્મિત થાય છે અને આશ્ચર્ય દર્શાવે છે. એટલામાં એક માંડલિક રાજાની મહા સૌન્દર્યવતી કુમારી કન્યા વૈજયંતી પોતાની સખીઓ સાથે વનવિહાર માટે આવે છે અને કામદેવે પુષ્કરપર પોતાના કુસુમશરનો પ્રહાર કરેલો હોવાથી પુષ્કરનુ ચિત્ત વૈજયંતીમાં આસક્ત થાય છે, અને વૈજયંતી પણ પુષ્કરના સૌન્દર્યને જોઈ તેની તરફ આકર્ષાય છે પ્રથમ વૈજયંતી તથા સખીઓનો વિનોદ અને પછી પુષ્કર સાથે વૈજયંતીના વાર્તાલાપ પ્રેમ બીજનુ આરોપણ અને મહત્ત્વાકાક્ષાનો આરંભ વૈજયંતીનું ગમન અને પુષ્કરના હૃદયમા કામ વાસના સાથે તેની અંગીભૂત રાજ્ય તૃષ્ણાનો ઉદ્ભવ કલિનુ

એક રાજાના સ્વરૂપમા આવી પોતાને તેના પિતાના એક મિત્ર તરીકે ઓળખાવી પુષ્કરને નળસાથે દ્યૂત રમી રાજ્ય મેળવવાનું જણાવવુ કલિની માયામાં સપડાયલા પુષ્કરનુ તપોવનને ત્યાગી નિષધરાજધાની પ્રતિ પ્રયાણ અને ત્યાર પછી કલિના મૂઢમાનવ જાતિની મૂર્ખતાવિશે ઉદ્ગાર કલિના જવા પછી રતિદેવી, માયા તથા મદિરાના કલિની સત્તાવિશે સદ્બોધક ઉદ્ગાર અને તેમનુ પ્રયાણ.

**પ્રવેશ ૩ જો-માંડલિક શૈલરાજનું ઉદ્યાન**:—કોઇ પણ પ્રકારે પ્રકાશમાં આવવા માટે હડકાયો થએલો વૈજયતીનો ભાઇ અને માડલિક શૈલરાજ પોતાના પ્રકાશમા આવવા વિશેના વિચારમાં નિમગ્ન છે એટલામાં એક મહાત્માના સ્વરૂપમાં કલિ પ્રવેશ કરે છે અને 'પુષ્કર ચક્રવર્તી થવાનો છે, માટે તું તારી ભગિની વૈજયતીને તેની સાથે પરણાવ એટલે ચક્રવર્તીના સાળા તરીકે પ્રકાશમાં આવીશ' એમ જણાવી એક કાંકરે બે પક્ષી મારવાના પ્રયત્નમા પ્રવર્તે છે. મૂર્ખ શૈલરાજ ચક્રવર્તીના સાલા તરીકે પ્રકાશમાં આવવાની ભાવિ આશાથી ફુલાઇને હર્ષથી છલકાઇ મહા વિલક્ષણ વિચારો પ્રદર્શિત કરતો પ્રયાણ કરે છે

**પ્રવેશ ૪ થો-નળરાજનું ગ્રીષ્મસદન**:—દમયંતીના સ્વયંવરનો વાર્ષિક મહોત્સવ હોવાથી અધિકારિમંડળ તથા દાસ દાસી આદિનુ આનંદ પ્રદર્શન નળનુ આગમન અને સર્વના અભિનંદનનો-સ્વીકાર દમયંતીના આવ્યા પછી દંપતીના આનંદ દર્શક ઉદ્ગાર; દેવોનો દમયંતીને આકાશવાણીદ્વારા આશીર્વાદ ઇન્દ્રની પ્રેરણાથી રંભા, ઉર્વશી અને મેનકા આદિ અપ્સરાઓનુ અભિનંદનાર્થ આગમન ત્યાર પછી પુષ્કરના દૂતનુ દ્યૂત માટેનું નિમંત્રણ પત્ર લઇને

આવવું અને નળરાજાએ પુષ્કર સાથે દ્યૂત રમવાનો કરેલો સ્વીકાર. ત્યાર બાદ અપ્સરાઓનું નૃત્ય સંગીત

**પ્રવેશ ૫ મો-પુષ્કરનો આવાસ:**-પતિનો વિયોગ અસહ્ય થવાથી અને પુષ્કર ત્રણ માસ પર્યન્ત નળ સાથેના દ્યૂતમાં પ્રવૃત્ત રહેવાથી બોલાવ્યાવિના રાજધાનીમાં આવેલી પ્રેમાતુર વૈજયંતીનું આગમન અને તેનો પતિ સાથે મેલાપ દંપતીનો અવર્ણનીય આનંદ તેમના જવા પછી શૈલરાજનું પોતના બે ખુશામતી ટટ્ટુ મિત્રો સાથે આગમન અને મિત્રોની "બધા જો ધાન્ય ખાયે તો અમે બસ ...ળ ખાઇશું" 'ના તત્ત્વને અનુસરીને બનાવેલી યુક્તિ પ્રમાણે સમાજના નિયમથી વિરુદ્ધ વર્તન કરીને પ્રકાશમાં આવવાનો શૈલરાજનો દૃઢ નિશ્ચય તેના જવાબાદ મુર્ખની મૂર્ખાઇ વીશે ચંદન નંદનના ઉદ્ગાર

**પ્રવેશ ૬ ઠ્ઠો-દેવી દમયંતીનો આવાસ:**—નિત્ય નળરાજ જુગારમાં સર્વસ્વ હારતો જાય છે અને રાજ્ય ખોવાની અણીપર આવી લાગ્યો છે એવી પરિસ્થિતિ હોવાથી દમયંતી શોક કરે છે અને છેવટે ઇન્દ્રસેન તથા ઇન્દ્રસેનાને બોલાવી સારથી વાર્ષ્ણેય તથા દાસી બૃહત્સેના સાથે પોતાના પિતા ભીમક રાજાને ત્યાં મોકલવા માટે અશ્રુપાત સાથે વિદાય કરે છે. માતા તથા બાળકોનો વિયોગ-વેળાનો હૃદય ભેદક આક્રન્દ અને છેવટે વિયોગ.

**પ્રવેશ ૭ મો-નળરાજનું સભાસદન:**—કલિની કપટ વિદ્યાના પ્રતાપથી નળરાજનો દ્યૂતમાં પરિપૂર્ણ પરાજય અને રાજ્ય પણ છેવટે જવાથી પુષ્કરનો તેને દમયંતીને દાવમાં મૂકવાનો ઉપદેશ નળનો ક્રોધ અને તેથી સિંહાસને બિરાજી પુષ્કરની નળી ત્યા

દમયંતીને મૂલ્યવાન્ વસ્ત્રો તથા અલંકાર આદિ ત્યાગી સાદાં વસ્ત્રો પહેરી પોતાના રાજ્યમાંથી ચાલ્યાં જવાની આજ્ઞા અને પ્રજાજનોને નળ તથા દમયંતીને કોઇપણ પ્રકારનો આશ્રય ન આપવાની આજ્ઞા. આ આજ્ઞાથી ઉશ્કેરાયલા અધિકારિ વર્ગ તથા પ્રજાવર્ગની બળવા માટે તૈયારી, શૈલરાજની વાનરચેષ્ટા અને એટલામા નળનુ આવી પ્રજાનુ સાંત્વન કરવુ-ધર્મિષ્ટ દંપતીનુ વનગમન (ટેબ્લો.)

---

# અંક ૨ જો.

---

પ્રવેશ ૧ લો-અરણ્ય—દ્યૂતમા નળે દમયંતીને ન માંડવાથી દમયંતીને મેળવવાની પોતાની આશામા નિષ્ફળ થએલો કલિ પોતાની આશાને સફળ કરવા માટે બાજી કોઇ યુક્તિ યોજવાનો વિચાર કરે છે. નળ તથા દમયંતી સરોવર તીરે એક વસ્ત્ર પહેરી (કારણ કે, એક પક્ષીને પોતાના વસ્ત્રવડે પકડવા જતાં તે પક્ષી નળના વસ્ત્ર સાથે ઊડી જવાથી બન્નેને એકજ વસ્ત્રવા શરીર ઢાકવાની અગત્ય પડી હતી) ભમતાં હતા એટલામા નળ તૃષાતુર થવાથી જળપાનની ઇચ્છા કરે છે, પણ દેવી જાગી જશે એમ ધારી અચકાય છે. કલિ એક શસ્ત્ર ફેંકે છે અને નળ અર્ધ વસ્ત્ર કાપી પાણી પીવા જાય છે એટલામા કલિની પ્રેરણાથી જલદેવી તેને દમયંતીને વનવાસમા ન રાખવાનો અને તેના પિતાને ત્યા મોકલવાનો ઉપદેશ આપે છે, નળ, તે એકલી પડશે તો પિતાને ત્યા બાળકો સાથે સુખી થશે, એવી ધારણાથી દમયંતીને ત્યાગી જાય છે. તેના

જવા પછી દમયતીનો જાગૃત થતા વિલાપ, જલદેવી સાથે સંવાદ અને નળને શોધવા માટે વનેવનમા ભટકવાનો તેનો નિશ્ચય તથા નળ નામના જપ સાથે પ્રયાણ

**પ્રવેશ ૨ જો-વૈજયંતીનો આવાસ.**—વૈજયતી તથા તેની સખીઓનો શૃંગાર વિષયક પરસ્પર વાણી વિનોદ પુષ્કરનુ આગમન અને વૈજયતીની રાજસભામા પણ ન જવા માટેની અને નિરતર પોતાની પાસેજ રહેવા માટેની તેને પ્રાર્થના પત્નીની ઇચ્છા પ્રમાણે પુષ્કર શૈલરાજને બોલાવી રાજ્ય શકટ ચલાવવાના સર્વ અધિકાર તેને આપે છે. શૈલરાજ રાજાનો પ્રતિનિધી થવાથી ફુલાય છે પતી પત્નીનો પરસ્પર વાણી વીનોદ.

**પ્રવેશ ૩ જો-નિબિડ અરણ્ય**-નળના શોધમા નીકળેલી ક્ષુધા અને તૃષાથી પીડિતા દમયતીને ઉપકારના ભારથી દબાવી પોતાના કાબુમાં લાવવા માટે કલિ એક માયાવી અજગરને ઉત્પન્ન કરે છે, તે નિદ્રિત દમયતીને ગળવા માડે છે અને કલિ એક પારધીના સ્વરૂપમા આવી અજગરને મારી દમયંતીને બચાવીને ઉપકારના બદલામા પ્રેમની યાચના કરે છે, દમયતીનો શાપ અને શાપની સમાપ્તિ પહેલાજ પૃથ્વીમા ઉતરી જઇ કલિનુ શાપના પરિણામમાથી છટકી જવુ એજ સમયે ચેદિરાજ સુબાહુની રાણી વિશાલાક્ષી તથા સુનદાનુ મૃગયા માટે ત્યા આવી પહોંચવુ દમયંતીને કુલિન કામિની જાણી તેમનુ આશ્વાસન અને એક દાસી તરીકે દેવી દમયતીનુ તેમની સાથે પ્રયાણ.

**પ્રવેશ ૪ અરણ્ય વિભાગ:**-નારદના શાપથી અગ્નિમાં સપડાયલો કર્કોટક દેખાય છે, એટલામા દમયતીને ત્યાગી શોક કરતો અને

અરણ્યમા ભટકતો નળ તેને અગ્નિમાથી કાઢે છે અને કર્કોટક તેના કલ્યાણ માટે તેને દંશ કરી વિદ્રુપ બનાવી પુન. મૂળ સ્વરૂપને પામવા માટે એક વસ્ત્ર આપે છે. આ ઘટના પછી મૃગયા કરવા નીકળેલા અયોધ્યાનો રાજા ઋતુપર્ણ ત્યા આવી લાગે છે નળ સાથે તેનો પરિચય અને નળનુ તેના સારથી તરીકે બાહુક નામથી તેની સાથે અયોધ્યા પ્રતિ પ્રયાણ.

પ્રવેશ ૫ મો–રાજનંદિની સુનંદાનો આવાસ સુનદાનુ દાસી કૃત્ય કરતી પતિ વિયોગિની દમયતીની માનસિક વ્યથા, અને સુનદાના સ્નાન માટેની તૈયારીકરવા જવુ. નવોઢા સુનદાના યૌવન વિષયક ઉદ્ગાર અને ત્યાર પછી પોતાની રત્નમાળા દમયતીને સોપી તેનુ સ્નાન માટે સ્નાન ગૃહમા જવુ. પછીથી અગોછો લેવા માટ રત્નમાળાને ખુટીયે ટાગી દમયતીનુ અંદર જવું અને કલિનુ ત્યાં પ્રકટ થઇ રત્નમ ળાને ચોરી અદશ્ય થવુ સુનદા આવી માળા માગે છે, પણ તે ન દેખાવાથી દમયતી ગભરાય છે, સુનદા દમયતીને ચોર ધારી પોતાના માતા પિતાને બોલાવે છે અને રાજા સુબાહુ ન્યાયાસન સમક્ષ ન્યાય થાય ત્યા સુધી દમયતીને કારાગૃહમા રાખવાને મોકલે છે. દમયતીનુ ધૈર્ય અને સત્ય નિષ્ઠા–સતીની કસોટી.

પ્રવેશ ૬ ઠો શૈલરાજનો આવાસઃ–ખુશામની અને હાજીહાના ભક્ત ચંદન તથા નંદન હાજીહાનો પાઠ નવેસરથી તૈયાર કરે છે, ત્યાર પછી શૈલરાજ આવી ન્યાયાસન પર બેસી વિલક્ષણ ન્યાય આપી પોતાની મૂર્ખતાનુ પ્રદર્શન કરી બતાવે છે વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપવાની ખુશાલીમા વારાગનાના નૃત્ય ગાનનો જલસો અને નવૈડાની નાચ કૂદ.

**પ્રવેશ ૭ મો—ચૈધનગરનું કારાગૃહ:**—બંદિની દમયતી કારાગૃહમાં ત્યાં યક્ષના સ્વરૂપમાં કલિનુ પ્રકટ થવુ અને દમયંતીના પ્રેમની તેણે કરેલી યાચના પોતાના સતીત્વના પ્રભાવથી દમયંતી કલિને ઓળખે છે, કલિની બળાત્કાર માટેની તૈયારી અને સતી દમયંતીના શાપથી તેનુ બળવા માંડવુ. સુબાહુ, વિશાલાક્ષી, સુનંદા તથા દમયંતીને શોધવા નીકળેલા અને સુબાહુને ત્યાં ઊતરેલા રાજા ભીમકના પુરોહિત સુદેવનું ત્યાં આગમન—સુદેવ દમયતીને ઓળખે છે; સતીનો સંકટમાંથી ઉદ્ધાર. ( ટૅબ્લો. )

# અંક ૩ જો.

---

**સૂચના:**—બીજા અંકની સમાપ્તિ પછી, દમયતી પોતાના પિતા રાજા ભીમકને ત્યાં જઇ પોતાના બાળકો સાથે રહી હતી અને તેણે નળના શોધ માટે સુદેવ તથા પર્ણાદ નામના બે બ્રાહ્મણોને નાના દેશમાં ભ્રમણ કરવા માટે એક સમસ્યા આપીને મોકલ્યા હતા અને ઋતુપર્ણના નવીન સારથી બાહુકે તે સમસ્યાની પૂર્ત્તિ કરી હતી. આથી શંકા પડતા દમયતીએ પોતાના બીજીવારના સ્વયવરની અફવા ફેલાવી હતી અને તેથી દમયંતીને વરવાની આશાથી રાજા ઋતુપર્ણ નળની અશ્વવિદ્યાના પ્રતાપે અલ્પ સમય હોવા છતાં પણ કુંડિનપુરમા આવી પહોચ્યો હતો, આટલી ઘટનાઓ બની ગએલી છે, અને એ ઘટનાઓનો કલિના મુખથી ઉલ્લેખ ત્રીજા અંકના પ્રથમ પ્રવેશમા કરાવ્યો છે. આ ઘટનાઓ નાટકમાં પ્રત્યક્ષ બતાવી નથી.

**પ્રવેશ ૧ લો–કલિની ગુહાઃ**—કર્કોટક નાગના નળને થએલાં દંશથી બળેલો અને ઋતુપર્ણ રાજાએ નળને દ્યુતવિદ્યા શીખવવાથી નળના શરીરમાંથી નીકળેલો તેમજ દમયંતીના શાપથી અર્ધદગ્ધ થએલો કલિ પોતાના પ્રપંચોની નિષ્ફળતા માટે અત્યંત શોક કરે છે એટલામાં કામદેવ, રતિદેવી, માયા તથા મદિરા હવે તેને એ દુષ્ટ પ્રયત્ન છોડી દેવા સમજાવે છે, પણ દુષ્ટ કલિ તે યોગ્ય ઉપદેશને ન માનતાં દમયંતીના બીજીવારના સ્વયંવરમા જવાને અને ત્યાં નવીન છળ પ્રપંચના જાળને વિસ્તારવાના ઉદ્દેશથી ત્યાંથી પ્રયાણ કરે છે.

**પ્રવેશ ૨ જો–કુંડિનપુરમાં હયશાળાઃ**—દમયંતી તથા બૃહત્સેના બાહુકના ચમત્કારોની પરીક્ષા માટે આવે છે અને તેના જળ તથા અગ્નિને સાધન વિના પ્રકટ કરવાના તથા નમ્યા વિના નીચા બારણામા પ્રવેશ કરવા આદિના ચમત્કારોને જોઇ દમયંતીને તે નળ હોવાની શંકા થાય છે, પણ તેના ફેરવાયલા સ્વરૂપને જોતા તેનુ મન તેને નળ તરીકે બોલાવતા અચકાય છે. છેવટે કદાચિત્ એ સારથીને નળના સમાગમથી આ ચમત્કારો પ્રાપ્ત થયા હશે એમ ધારી દમયંતી બાહુકને નળના સમાચાર પૂછે છે, નળના કેટલાક પ્રશ્નોના દમયંતીના મુખથી સંતોષ કારક ઉત્તરો મળતા બાહુક કર્કોટકે આપેલા વસ્ત્રના પ્રતાપે મૂલરૂપમાં ત્યાં કલિનું આવવુ ને તેનો પશ્ચાતાપ વિયોગિ દંપતીનો સંયોગ અને આનંદ ત્યાર પછી દમયંતીના માતાપિતા તથા ઇન્દ્રસેન અને ઇન્દ્રસેના આદિનુ આગમન છેવટે નળનો પુનઃ પુષ્કર સાથે દ્યુત રમવાનો અને જો તે દ્યૂતના આમંત્રણને ન સ્વીકારે તો તેની સાથે યુદ્ધ કરીને પણ વંશપરંપરાના પોતાના રાજ્યને મેળવવાનો નિશ્ચય.

**પ્રવેશ ૩ જો-પુષ્કરનો આવાસ**—વૈજયતી સાથે પોતાના રાજ્યાભિષેકના તૃતીય વર્ષિકોત્સવના દિવસે આનન્દવાર્તા કરતા પુષ્કર પાસે શૈલરાજ આવી નળની દ્યુત માટેની નિમત્રણ પત્રિકા આપે છે. વૈજયતીની ના છતા પોતાની કપટ કલામા પોતાનો દૃઢ વિશ્વાસ હોવાથી દમયતીને જીતવાની આશાથી પુષ્કર નળના તે આમંત્રણને સ્વીકારે છે. પુષ્કરની દુષ્ટ વાસના.

**પ્રવેશ ૪ થો-શૈલરાજનો આવાસ**—પુષ્કર દ્યૂતમા અવશ્ય જીતશે અને તેથી પોતાને દમયતી સાથે વરવાનો પ્રસગ મળતા નવી રીતે પ્રકાશમાં આવી શકાશે એવી આશાથી શૈલરાજ હવામાં કિલ્લા બાધે છે. ચન્દન તથા નન્દનને પોતાના વર ગમેડાની તૈયારી માટે તેની આજ્ઞા અને પ્રયાણ

**પ્રવેશ ૫ મો-નૈષધ રાજસભા**—દ્યતની તૈયારી પુષ્કર તથા વૈજયતીના આગમન પછી નળનુ દમયતી, બે બાળકો, વિશાલાક્ષી, સુનદા, બૃહત્સેના તથા વાર્ષ્ણેય આદિ પોતાના આપ્ત જનો સાથે આવવુ. જુગારના પહેલાજ દાવના પુષ્કરની હાર અને નળને પાછો મળેલો રાજ્યનો અધિકાર પુષ્કરે કલિની પ્રેરણાથી અપરાધ કરેલો હોવાથી તેને તેના અપરાધની ક્ષમા અને તેના ભૂમિભાગનો તેને સોપાયલો અધિકાર નળનો પુન રાજ્યાભિષેક અને ભરત વાક્ય સાથે આનન્દમા નાટકની સમાપ્તિ.



# નાટકના પાત્રો.

## પુરૂષ પાત્રો,

**નળ**—નિષધ દેશનો પુણ્ય શ્લોક રાજા, દેવી દમયંતીનો પતિ.

**ઇન્દ્રસેન**—રાજા નળનો રાજકુમાર

**કલિ**—ચતુર્થ યુગ, રાજા નળ તથા દેવી દમયંતીનો શત્રુ.

**પુષ્કર**—રાજા નળનો પિત્રાઇ અને કલિની સહાયતાથી ત્રણ વર્ષ પર્યન્ત નિષધ દેશનો રાજા, વૈજયંતીનો પતિ.

**શૈલરાજ**—એક માંડલિક, વૈજયંતીનો ભાઇ અને પુષ્કરનો સાળો

**રુતુપર્ણ**—અયોધ્યાનો ભૂપાળ.

**સુબાહુ**—ચેદિ દેશનો રાજા, દમયંતીનો માસો

**ભીમક**—વિદર્ભ દેશનો રાજા, દમયંતીનો પિતા.

**ચંદન**, **નંદન**—શૈલરાજના બે ખુશામદી મિત્રો.

**કામદેવ**—પ્રેમ વિકારને ઉત્પન્ન કરનાર વિભૂતિ, કલિનો સહાયક.

કર્કોટક નાગ-સાથે પ્રધાન સેનાપતિ, દૂત, સભાસદો, ગવૈયા, વાણીયો, પ્રતિહાર અને નાગરિક વાર્ષ્ણેય સારથી ઇત્યાદિ.

# સ્ત્રી પાત્રો.

**દમયંતી**—વિદર્ભ દેશના રાજા ભીમકની પુત્રી વૈદરભી તથા ભૈમી આદિ નામોથી ઓળખાતી દૈવી કન્યા, રાજા નળની પત્ની.

**ઇન્દ્રસેના**—તેની કન્યા.

**બૃહત્સેના**--દમયતીની વિશ્વાસપાત્ર દાસી

**વિશાલાક્ષી**--રાજા સુબાહુની પત્ની; દમયંતીની માસી.

**સુનંદા**—રાજા સુબાહુ તથા વિશાલાક્ષીની પુત્રી.

**રતિદેવી**...કામદેવની સ્ત્રી

**વૈજયંતી**—માંડલીક શૈલરાજની ભગિની પુષ્કરની પત્ની

દાસીઓ.સખીઓ, અપ્સરાઓ, વારાંગનાઓ, માયા મદિરા અને જલદેવી ઇત્યાદિ

**સ્થળ**—નિષધ દેશ, વિદર્ભદેશ, ચૈધ નગર, અને અરણ્ય આદિ.



# દેવીદમયંતી



## પ્રાર્થના.

**નાંન્દી.**

કલ્યાંણી તું જય કર વાણી દેજે !
સુખદ નિજ વર                    કલ્યાણી
ચરણ શરણ ભયહારી દઈ,
શમદમ પ્રભુતિ ગુણ.
મન મહિંભર અધહર રતિધર          કલ્યાણી.

**રતિ માયા મદિરા. ૧**

સર્વ સંસાર મદન આધીન
શ્રુતિ જ્ઞાન વિસ્તારક બ્રહ્મા થઇ ધર્મથી હીન,
થયા પિતાનો ધર્મ ભૂલીને નિજ દુહિતામાં લીન   સર્વ
મહાદેવ સ્મર સંહારક પણ થયા મદનથી હીન.
ભિલ્લ ભામિનીમાં ભરમાયા ભાળી રૂપ નવીન.      સર્વ.
કેક સાધુએ કામ ભક્ત થઇ ત્યાગ્યાં નિજ કોપીન,
ઇન્દ્ર ચંન્દ્ર ભૂલ્યા તો બીજાં કયમ નચળે મનમીન. સર્વ.

પુષ્કર. ૨

મનોહારી ભારી ભવ્ય રચના,
ધારી સારી વિલસંતી સૃષ્ટિ દેવી
શ્રમ મારી દે વિરામ— મનોહારી.
વૃક્ષલતા પુષ્પ નતા આ
શોભે સુંદરતાથી વસંત યોગે,
યોગ ભજન યોગ્ય ધામ. મનોહારી.

વૈજયંતી. ૩

આ વસંત વ્હેલો આવ્યો મદે ભરેલો,
આવ્યો મદે ભરેલો રતિરંગ રાગરેલો. આ વસંત.
રાજા વસંત સર્વ ઋતુનો કહેલો છે,
ચલાવે એ સત્તા અપાર—
ભરી હૃદયે વિકાર ચહે વનિતા વિહાર,
કામનો વિલાસ રાસ.
પ્રણય રમણ દે ઉલ્લાસ— આ વસંત.

સખીઓ. ૪

લૂંટી લાવણ્ય તારૂં લલના વસંત આ વિકાસે,
વસંત આ વિકાસે વસંત હા વિકાસે;
તવ મુખ લઇ ચંદ્રરાજ ગગનમાં કરે વિલાસ,
કોકિલા તવ કંઠમાંથી પંચમ સ્વર હરતી ખાસ;
સરલ બાહુની છટા મૃણાલમાં પ્રકાશે. લૂંટી.
સુંદર પ્રમદા શરીર કુસુમા શુદ્ધ કનકદંડ,

પુષ્ટ વક્ષ આમ્રફળો રસથી છલકે અખંડ,
પુષ્પ દે સુગંધ સખી શ્વાસના સુવાસે. લૂંટી.
નાભિ નિકટ દેશ નદી રતિરસ પયનો પ્રવાહ,
કામદગ્ધ સ્નાન કરી તનુનો શમાવે દાહ;
યૌવન તવ ચોરી હસી ઉપવન ઉલ્લાસે. લૂંટી.

**વૈજયંતી. ૫**

ધર્મ બંધને મન દૃઢ રાખી ધૈર્ય ન પરહરિયે;
નીતિને સદૈવ આચરીયે. ધર્મ.
નહી આમ્રફળો ઉતાવળથી પાકે,
બહુ દોડનાર જન ઝટપટરે થાકે;
નિજ શિષ્ટ જનોની અનુમતિથી,
સંસાર ભાર ધરિંયે— ધર્મ.

**રતિદેવી-માયા-મદિરા. ૬**

કલિ માનવની ધર્મ બુદ્ધિ પલટાવે,
મતિ ભૂલાવે ભરમાવે. કલિ.
શુદ્ધિ બુદ્ધિ ઉડી જતી થતા કલી સંચાર,
અધર્મનો અધિકારને અનીતિનો વીસ્તાર;
અન્યાયો અતિ એથી થતા
ભવમાં છતાં નયનીલતા સૂકી જતાં,
પરિણામ ન શુભ આવે. કલિ.
સેવક કલિના થાય તે છેવટ નરકે જાય,
જણાય રોટી શ્વાનને નહિ સોટી દેખાય;

ચાંદરણી એ દિન ચારની
સુખ સારની સંસારની રતિમારની,
યમ ભય શાશ્વત લાવે. કલિ.

શૈલરાજ. ૭

છું કુલીન શૂરો પંડિત પૂરો ચક્રવર્તીનો સાળો,
થઉ સાળો થઉ સાળો
છો વદને કાળો પદવી વાળો મનાય છે રૂપાળો;
રૂપાળો રૂપાળો
બસ પળમાં મ્હોશે લલના જોશે જ્યારે આ લટકાળો
લટકાળો લટકાળો,
ખર ખચ્ચર પાળું, ભવ અજવાળું ચાલું નવ થૈ પાળો
હું પાળો હું પાળો.
હું પ્રકાશ પામું, તન મન વામું, મઈ ખરો મૂછાળો
મૂછાળો મૂછાળો,
પદવીને પૈસો કરશે હૈશો, થાશે બહુ ગોટાળો
ગોટાળો ગોટાળો.

સર્વ. ૮

ઉદ્યાનમાં દેખાય છે આ પુષ્પ કલિકા ખીલતી,
જાણી વસંત વિલાસથી જો કોકિલા પણ કૂંજતી;
આલાપતા બન્દીજનો આનંદ રાગો મુક્ત થઇ,
આનંદની આજે છટા આકાશમા પણ વિલસતી.

હર્ષામૃત ધારાથી શોક ગયા સહુ નૈષધનાં,
ગૃહગૃહ માંહી હર્ષ ગર્જના જનજન મુખથી થઇ, હર્ષામૃત;
વિભુવર સુખકર સુધામ અચળ અકળ જન વિરામ,
નળ નરેશ સફળ કામ.
વિગત વિકટ સંકટ થાજો શાંતિ પ્રસરાજો,
ભ્રાંતિ લોપાજો,........ ........ ... .....................હર્ષામૃત.

**નળરાજ.** ૯

માધુર્ય ભરી મુખવાણી,
નયન લજ્જાની મૂર્તિ મનોહર,
રતિ મતિ ગુણવતી યશની રાણી,
જય કરનાર પ્રમાણી. માધુર્ય.
પતિવ્રતા સતિ પ્રણય પ્રતિષ્ઠા,
અવિકાર ધર્મે નિષ્ઠા;
સુખદ સત્યની આકૃતિ શિષ્ટા,
ભૈમિ ભામિની જાણી. માધુર્ય.

**અપ્સરાઓ.** ૧૦

મપસા નીપ મપની મપની ગમ પરેસા,
મગરેસા ગરેસા ગરેસા નીસા— મપસા.
મપ નીપ મપ નીપ સારે નીસા,
મપ નીપ મપ ગરે રેસાની પમ ગમ પરે ગસા. મપસા.
ધાદી ગીડનગ તાગધીર ગીડનગ તાકીટધા,
ધીર કીટતક તીર કીટતક ધીરકદ તકધા (૩).

ગરેસા ગરેસા નીપ સાનીપ મપ ગમપ ગમપ,
ગરેસા મગરેસાની પમ ગરેસા
તીગ તીગ થૈ તીગ ધૈત્તા (૨)
તીગ (૮) તીગ ધેતા તીગ (૮) તીગધે.
તહધા કડાનધા (૩),
સાગમપ મગરેસા. મપસા.

**વૈજયંતી. ૧૧**

અલબેલાની કેવી નજર લાગી,
નજર લાગીરે નજર લાગી પ્રેમ જ્યોત જાગી. અલ.
આ યૌવને તો ખાનપાનને હરામ કરી,
મદન વિલાસની છે હાયરે ગુલામ કરી.
પ્રજાળી પ્રેમના આ પાવકે તમામ કરી,
વિયોગે પ્રેમીના મારી મરણનું નામ કરી.
વાગી આ કારી વ્હાલા વિરહ કટારી વ્હાલા,
શાને વિસારી વ્હાલા આવો હું વારી વ્હાલા,
જાઉ બલિહારી બલીહારી નજર લાગી. અલબેલા

**વજયંતી-પુષ્કર. ૧૨**

હે કાન્ત કળાધર મારા સ્વીકારો રજની દારા,
નિજ પ્રભા ભરીને ધ્વાંત હરીને;
મિલન કરીને વર્ષાવો અમિધારા. સ્વીકારો.
તું જીવન સખિ મમ સજની હું કેમ તને કહું રજની,
તું ઉષા સુનારી નિશિતમ હારી;

મનમુદકારી નભે ચમકતી તારા સ્વીકારસે.
સેવા કરી રતિ ચાખુ,
પ્રાણેશ્વરી કરી રાખુ;
આ શરણુ કિંકરી રમણુ શ્રી હરી,
કર્ણ કર ધરી થાજો નૌકા તારા. સ્વીકારસે.

**નંદન—ચંદન. ૧૩**

આવા ઘેલા, હૈયાના કંઇ ફુટેલા,
અવનીમા અંધારે છુપાયા છે,
કયા નરની બુદ્ધિ ખરની ભ્રમની છાંટ થકી છાંટેલા આવા.
પડે તોયે કહે ભૂમિ માપતા,
મૂર્ખ મમ્મત ન કાપતા, (હા હા હા હા હા)
છાપ સુલટાનો ઉલટોજ છાપતા,
ભેદો વર્ણ વિવાહમાં ન માનતા,
ખરે માનો છે, અક્કલના નાણા ખૂટેલા. આવા.

**દમયંતી તથા છોકરાઓ ૧૪**

અરેરે આવ્યો કૂડોકાળ મારાં વ્હાલાં બાલુડાં,
વસજો આનંદે મોસાળ મારાં વ્હાલા બાલુડા;
છાતી સરસા ચાંપીને આમ દેશે દાદા દાદી વિશ્રામ.
કરશે મામા મામી વ્હાલ. મારા૦
સગાં ભલે સો હોય ભવે, પણ માતા નહિ મળશે;
કયાંય પણ માતા નહિ મળશે;
મધુર મીઠડું ચુંબન માનું,

પળપળ સાંભરશે, માતની ગોદ વીસરશે; અરેરે.
શીત છાંયડી માતા તરુની ટળતાં ટળવળશે;
( બાળ પંખીડા ટળવળશે.
વિયોગ દાવા નળથી માતા, હ્રદય સદા બળશે,
બાળનાં હ્રદય સદા બળશે. અરેરે.

---

## અંક બીજો.

નળ ૧૫

પ્રિયે હું જાઉં છું સોંપી તને પરમેશના હાથે;
પિયરમાં જઇ સુખી થાજે વસી સંતાન સંગાથે;
સુખી કરશે અને તારી સદા વિભુ તારશે નૌકા;
ભવો દધિમાં સદા જે કર્ણ ધારક સમ રહે સાથે
જતો નળ ત્યાગિને આધાર જગદાધાર તારો છે,
સતીનો તે સહાયક છે વરદ કર રાખશે માથે.

દમયંતી. ૧૬

પ્રાણુ રે નળ કયાં ગયા ?
પ્રાણુ વ્યાકુળ આ થયા. પ્રાણુ.
ત્યાગિ દાર દીન વિકળ;
હ્રદયના દયા ધરી,
સુખ બતાવિ વિમળનાથ,
લ્યો ઉગારિ કિંકરી
દૂર દાસીથી કાં થયાં. પ્રાણુ.

વૈજયંતી. ૧૭

એ રસીલાની રતીએ કંઇ અજબ જાદુ કરેલો છે,
મદનનો ગર્વ હરવાને એ છબીલો અવતરેલો છે.
હરે છે ચિત્ત દર્શનથી હરે છે સ્પર્શથી લજ્જા.
સુધાનો સ્વાદ ચુંબનમાં મધુર મીઠો ભરેલો છે. એ રસીલા.
ન છૂટે ધ્યાંન પ્રતિમાનું સ્મરણમાં ઇશ ના આવે,
હૃદયમાં ઘર કરી એવો વિલાસીએ વસેલો છે. એ રસીલા.
પધારો રાજ થાકી આંખડી આ વાટડી જોતી,
વિરહની વેદના ટાળો મદન મદથી છકેલો છે. એ રસીલા.

વૈજયંતી સખીઓ. ૧૮

અંગ અંગે અનંગે વિકાસિ અંગના,
ભાવો બતાવે વિલાસ રંગનાં. અંગ.
મંદ મંદ ચાલે ચાલ ચપળા લજાય છે;
પ્રેમપાશ ધારિ નાથ નિલયે જવાય છે;
રમણી નવોઢા બનાવો ન જાઓ, જાઓ,
માંડી વિનોદો વિના પ્રસંગના અંગ.
પ્રેમ કોપ કાન્તા આ કાન્તને બતાવજે;
નેત્ર બાણ મારિ કામ જગે હરાવજે;
હારી લવારોથી લલના લજાઓ.
મારી જાણે બલાશા પ્રકાર જગના. અંગ.

પુષ્કર. ૧૯

રામા સુરા ધારી, પીતાં પ્રેમે દે મતિ મારી;
માયા વિકારી ભ્રામક ભારી.-- રામા.

રૂપ કૃપાણે હણતી નરને,
ચારૂ ચેષ્ટા જીવન હારી— રામા.

**વૈજયંતી પુષ્કર.** ૨૦

ભલે આવો પધારો મોંઘેરા મેહમાન,
પ્રીતીનાં ભોજન જમાડીએ;
ફરી અંતરની ખુલ્લી આ હાટડી,
નાથ ! પાથરીશું હૈયાની પાટડી;
જોઉં જમવાની જુગતીથી વાટડી.
અમે મારાં કરીને તમારાં સન્માન. પ્રીતીનાં.
પરી રંભણનો પાક બહુ રસાળ છે,
કેલી ચૂરમાનો સ્વાદ રસ વિશાળ છે,
તૃપ્ત થઈ શું યજમાન જો કૃપાળ છે;
કાન્ત ચુંબન સુધાનું કરાવીને પાન. પ્રીતીનાં.

**દમયતી** ૨૧

ભુલી ભમે છે ભામની નૈષધ નાથની નાર
ઓ નળ ઓ નળ બોલતી બીજો નહીં ઉચ્ચાર. ભુલી
ધોવાયું કાજળ આંસુએ વેદનાએ વ્યાકુળ
અરધ ઉઘાડી દેહડી નાથે ફાડયું પટકુળ. ભુલી.
શાર્દુલ દીઠો વનમાં વૈદરભી પુછે વ્હાલ
નૈષધ દેશી વાટે મળ્યા તારા સરખી છે ચાલ. ભુલી.
સાવજ થાયે ગાભરો ભયથી નાસી જાય
વનદેવી મને ઝાલશો પશુ ઘણાં કંપાય. ભુલી.

પુછ્યું ઉંચા દ્રુમને તારી ગગને ગઇ ડાળ
તરૂ પતિ જો મારી વતી કઇ દીસે ભુપાળ ભુલી.
કંઠે તો કાંટા પડયા મુખે પડીયો શોષ
મરણ સમે મારૂં કો નહીં રસનાએ પુન્ય શ્લોક. ભુલી.
(કવિ પ્રેમાનંદ ભટ)

સુનંદા. ૨૨

નહિ ચિંતા કર સખિરે,
સઘળા શોક શમી જાશે;
દુઃખની નિશા ક્ષીણ થાશે,
સુખનો દિન મણિ દેખાશે. સઘળા.
કૃષ્ણ પક્ષમા ક્ષીણ નિશા, કર થાય,
શુકલ પક્ષમાં પ્રકાશતો દેખાય;
અસ્તોદયનો એ ન્યાય સઘળા.

નળરાજ. ૨૩

શા રંગ વિચિત્ર બતાવેરે વૈરી વિધાતા,
ભવ અટવીમાં અથડાવેરે વૈરી વિધાતા;
સહુ સુખની પાછળ લાગે નહિ દુઃખ કોઇ પણ માગે,
તોપણ દુઃખ ઠોકર વાગેરે વૈરી વિધાતા
મતિમંદ પ્રથમ થઇ મારી નળ થયો કનિષ્ટ જુગારી,
પસ્તાય રાજ્યને હારીરે વૈરી વિધાતા;
ત્યાગી મેં ભીમક જાયા, વિદ્રૂપ થઇ આ કાયા,
સારથી થયો શીમાયારે વૈરી વિધાતા.



સુરનાથ શાપ સંયોગી દેખાય ચંદ્ર ક્ષય રોગી;
નરદેવ સર્વ દુઃખ ભોગીરે વૈરી વિધાતા.

**સુનંદા** ૨૪

મોહનવર મળવા આતુર મનડું ધીરજ જરિ નવ ધારે;
મુગ્ધાના કોમળ કાળજડામાં, બાણુ રતી પતિ મારે.
બાલ્ય કાળના ભાવ ગયા સહુ,
રાચે મન રતિ રાગ વિકારે;
મદન પીડિતા વ્યાકુળ યુવતી,
કાન્ત વિના બળતી અંગારે ધીરજ.

જાય બદલતા પાસા રજની,
નેત્રે નહિ નિદ્રાજ લગારે;
શયન જાગરણુ સમાન શતા,
રાત દિવસ સરખાં છે મારે. ધીરજ.

**દમયંતી** ૨૫

ધર્મ સદા પાપને વિદારશે અબળા ઉગારશે;
પાર પ્રભૂ મારો ઉતારશે તરણીને તારશે.
તોળી તુલામાં વિભૂ ન્યાય દેશે, નહીં પક્ષ કોઇનો ધારી;
પાપીને શિક્ષાને ધર્મીને મુક્તિની ભિક્ષા દે બંધો નિવારી,
લેખ મિથ્યા લલાટના નહીં થશે નહી થશે. ધર્મ.

**વારાંગના.** ૨૬

તેરે લિયે સેજરિયાં સજાયે રખુગી સૈયાંતેરે લિયે,
ચુન ચુન કલિયાં ખસી મદવા મંગાઉં સૈયાં.
કારેગર એયાં મય પિલાયે રખુંગી-સૈયાંતેરે લિયે,

ખુતાને સંગ દીલ ઉજડી હુઈ મંઝીલમેં રહેતે હુયે;
જીસે બરબાદ કરતે હુયે ઉસીકે દીલમેં રહેતેં હુયેં,
બિરહાકી મારી નારી દિલમેં છુપાવુ સૈયાં;
આંખોમેં અપની મેં બિઠાયે રખુંગી સૈયાં તેરે લિયે.

## —અંક ત્રીજો—

કલિ. ૨૭

છળબળનો હુ ફેલાવું ફન્દો ન તેમાંથી કોઇ છટકીને,
જાય નરનારીઓ—
મારી નભમાં જળમાં સ્થળમાં,
સત્તા મોટી અઘદલમાં;
કંપે પદ ધરતાં આ ભૂમિ,
પાપોનો હું બેલી--
મારી ભારી કારી ચાલ છે,
મારા શત્રુ સૌ પામાલ છે;
રમણીનેએ હરિણીને એ ખટપટ વટથી લાવું,
એ ધારી આશા અંતરે,
ભેદીને છેદીને,
ધર્મને, શર્મને, મર્મને,
પાપોથી પોચું પાર.

નળ. ૨૮

પ્રમદા સુભગા સતી,
પતિમાં મતિ, પતિમાં રતિ,
તારિણી ધર્મની મૂર્ત્તિ સુખકર. પ્રમદા.

ક્ષમા યાચું અપરાધની,
હતી એ સહુ કૃતિ કલિ બાધની,
સ્પર્શ કલિનો વિગત આજ;
મિલન વિભુની ગતિ. પ્રમદા.

**નળ દમયંતી ૨૯**

ાન મન પરિશ્રમ હરવા વ્હાલે
રમણ પ્રિયે પોઢો સુખપાલે
ચાંપુ ચરણ તરણ તારણ પતિ કોમલ આ કરથી;
વાયુ ઢોળું વીજનથી શીતલ શીતલતા આલે—રમણ
સતી દેવી દમયંતી દારા મળી ભાગ્ય બળથી
આવી અબળાનો પતી ભવમાં સુખી સદા કાળે—રમણ

**વૈજયંતી દાસીઓ. ૩૦**

હે ભૂપતિ ધ ᷾ વિહારી,
લ્યો જય માળા આધારી,
હો અવિચળ સત્તા નિત સુખકારી. ભૂપતિ.
સુમન સુરભિ સમ કીર્ત્તિ વિકાસો,
રવિ પ્રતિભા સમ તેજ પ્રકાશો;
કરજો સન્યાયથી રાજન,
નિજ રૈયતનું પાલન રતિ ધારી, ભૂપતિ.
જલ સર સિજ સમ અલિપ્ત પાપે,
ખલ અરિ જન મન ભયથી વ્યાપે,
થાજો કલ્યાણના ભાજન,
નૃપ નૈષધના પુષ્કર મતિ ધારી. ભૂપતિ.

શૈલ ચંદન નંદન ૩૧

લાવો ખાસ લાવો નાજુકડો ગધેડો

હાજી જી હાજી સરદાર હાજી હા
કાળા ચોકઠાળો ઓઢાડી સજાવો. લાવો.
ડોકે પહેરાવો લોઢાની સાંકળી
ગુણોની ગાદલી રંગાવો વાદળી
લાંબા કાનો નભે પહોંચી જાય
તેને કહેજો કે ગર્દભજી બેસુરથી બેતાલા ગાઓ. લાવો.

પુષ્કર ૩૨

હું છળતી પાસા ઢાળિને;
વિકટ કપટથી નળને જીતુ. છળથી.
વિજય પુરૂષનો કપટ થકી,
કપટના પટની રચના રચવી,
ભૈમિ થાય દાસી આજ મારી. છળથી.

સર્વ પાત્રો (ભરત વાક્ય.) ૩૩

થાજો વર્ષા ભલી ભાતે આ દેશે ઉભરાજો,
ધન ધાન્યો સરસ ભરત ભૂમિ થાજો;
જનતા સંપ સરિતા, અતિ રતિ જલથી છલકાજો. થાજો.
દંપતી રેજો નીતી ધર્મે શર્મે મતિથી,
નિત ભજો વિભુને સ્નેહે ધન તન મન ધન અર્પીને;
સુખમા દુ:ખમાં સમતા ધરિને,
જય ધામ વિશે સૌ જાજો. થાજો.

સમાપ્ત

## સુચના.

નીચે લખેલા પુસ્તકો શ્રી આર્ય નાટય સ૦ મુકામ જ્યાં હોય ત્યાંથી મળશે માટે જેઓ સાહેબ ઇતાં હોય તેઓએ રોકડી કીમતથી મંગાવી લેવ પી. થી. મોકલવામા આવશે નહીં. નોટપેટ કાગળ વામાં આવશે નહીં.

| | | રૂ. આ |
|---|---|---|
| ૧ | બોલતો કાગળ (આવૃત્તિ છઠ્ઠી) ... | ૧ |
| ૨ | જાલીમ દુલીયા (આવૃત્તિ બીજી) ... | ૧ |
| ૩ | સિદ્ધાર્થ બુદ્ધ (આવૃત્તિ પહેલી) ... | ૧ |
| ૪ | દગાબાજ દુનિયા (આવૃત્તિ પહેલી) ... | ૦-૨-૦ |
| ૫ | ચાલુ જમાનો (આવૃત્તિ પહેલી) ... | ૦-૨-૦ |
| ૬ | ધર્મનીષ્ટ મયુરધ્વજ ,, | ૧- |
| ૭ | આર્ય વીજય ,, | |
| ૮ | અમર યોગીન્દ્ર ,, | |
| ૯ | બાદશાહી હીસ ,, | ૦-૯ ૦ |
| ૧૦ | પ્રતાપી પ્રેમીલા (ગાયનુ સહીત)... | ૦-૮-૦ |
| ૧૧ | ચિતોડનો કરણ ,, | ૦-૮-૦ |
| ૧૨ | કામલતા ,, | ૦-૮-૦ |
| ૧૩ | સત્યવાદી હરીશ્ચંદ્ર ,, | ૦-૮-૦ |

માલેક.

મોતીરામ બેચર નંદવાણા.

શ્રી આર્ય નાટક સમાજ